# અષો ફરોહરોની યાદ—

## એક સંગીત કીર્તન.



કર્તા—

[illegible]

# અષો ફરોહરોની યાદ—

## એક સંગીત કીર્તન.

---

રચનાર—એરચ રૂસ્તમજી ગોળવાલા,

પ્રીનસીપલ તથા માલેક, "ગોળવાલા ક્લાસ,"
સ્થાપક અને ઑ. સેક્રેટરી, "માઝદયસ્ની
મંડળ," ફેલો, ઇનડીઅન ઍજ્યુકેશન
સોસાયટી, અને અનેક ઈંગ્રેજી
તેમજ ગુજરાતી
પુસ્તકોના કર્તા.

---



ઈ. સ. ૧૯૩૧.



આ નાની કેતાબ **મી० એરચ રૂસ્તમજી ગોળવાલાએ**
મુંબઇ કોટમાં "ગોળવાલા કલાસો" માંથી પ્રગટ કરી છે,

અને

**ફરામજી બેરામજી મોદીએ "મોદી પ્રીન્ટીંગ પ્રેસ"**
૨૩૭-૨૩૯, બઝારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇમાં છાપી છે.



વિદ્વાન શમ્સ-ઉલ-ઓલમા ડૉ. સર જીવનજી જમશેદજી મોદી, નાઇટ, સી. આઇ. ઈ., એલએલ. ડી., બી. એ., પીએચ. ડી., તરફનો "ફોરવર્ડ"—

# પિછાણના બે બોલ.

આવી પોંહોચતા ફ્રવરદેગાનના દિવસોમાં આપણા સેંકડો પારસી કુટુંબોમાં દુઆગુજારી સાથે અહુરમજદની અને તેના અશો ફ્રરોહરોની યાદ થાશે. તે યાદમાં સેંકડો રતલ સુખડ બળશે અને સેંકડો શેર લોબાન બળશે. સેંકડો જગ્યાઓ ફુલ ફળોથી મઘમઘતી અને ખુશબોદાર થઇ રહેશે.

આપણા આ પવીત્ર દીવસે, જ્યારે ઘેરેઘેર નહી તો ઘણે ઘર અને દરેમેહેરે દરેમેહેર મરનાર વાહલાંઓની યાદ થાશે ત્યારે, આપણને એક જાપાનીઝ બાઇના શબ્દોની યાદ આવે

છે. જેમ આપણામાં મરનારોના અશો ફરોહરોની યાદના ખાસ દિવસો છે તેમ ઘણીક પ્રજાઓમાં છે. તે ખ્રીસ્તીઓમાં છે કે જ્યારે નવેમ્બર માસની શરૂઆતના બે દીવસો ઉપર આખું કેઠલીક ક્રીસ્ટેનડમ, એ માસની તા૦ ૧ અને તા૦ ૨ ના દિવસો અશો પીરોના દીવસ (Ihe Day of all Saints) અને સવ ગુજરેલાંનો દીવસ (The Day of all the Dead) તરીકે પાળે છે કે જ્યારે આખાં ક્રીસ્ટેનડમમાં હજારો અને લાખો મીનબતીઓ ગુજરેલાંઓની પવીત્ર યાદમાં સળગે છે. તેજ પ્રમાણે જાપાન, જ્યાં ઘણા નવાં વચ્ચે ઘણું જુનું વ્હાલ અને પ્રિત સાથે જાળવી રાખવામાં આવ્યું છે, ત્યાં પણ ગુજરેલાંની યાદના ખાસ બે દહાડાઓ છે. તે દિવસોએ મરનારોની યાદમાં સળગાવવા કાજે બજારોમાં સેંકડો અને હજારો રાતાં અને સફેદ કાગજોનાં ફાનુસો વેચાય છે અને તેમાં બત્તીઓ સળગે છે. એડવીન આરનોલ્ડ, જે પોતાની જાપાનની સફરમાં જાપાન દેશ ઉપર અને જાપાનની ભલી સ્ત્રીઓ ઉપર મોહીત પડયો હતો અને જેણે એક જાપાનીઝ સ્ત્રી સાથે શાદી કીધી હતી, તેને માટે કહે છે કે તેણે, ગુજરેલાંઓની યાદના ઉપલા

એકાદ દિવસે, એક જાપાનીઝ સ્રીને પુછ્યું કે "તું શું ખરેખર માને છે કે ગુજરેલાં તારા ઘરમાં આવે છે?" તેણીનો સુંદર જવાબ આપણે હૈડે ધરવાનો છે. તે જવાબ આ હતો કે "હું માનું છું કે તેઓ આપણાં હૈડાંમાં આવે છે, પણ તે આપણા ઘરોમાં આવે છે તે હું માનતી નથી. (I believe they come back into the middle of our hearts but not into the midst of our houses)" આ સુંદર ભાવાર્થથી ભરપુર શબ્દો છે. ઘરોમાં યા દરેમેહેરોમાં સેંકડો અને હજારો રૂપ્યાનો ખર્ચ થતાં, સેંકડો મણ સુખડ અને સેંકડો શેર લોબાન બળવા છતાં, જો મરનારો તેઓનાં જીવતાં વહાલાંઓનાં હૈડાંમાં આવતાં નહીં હોય, તેઓ ભલા વિચાર, વચન અને કામો (હુમત, હુખ્ત અને હુર્વસ્ર્ત) ની રૂડી પ્રેરણા નહીં કરતાં હોય, તો ઘરમાં આવેલા નહિ ગણાય.

ત્યારે આવી પોંહોચતા આ તેહેવારોએ આપણ સર્વેએ આપણાં ભલાં ગુજર પામેલાં વાહલાંઓને, તેઓની યાદમાં સુખડ અને લોબાન જેવા ખુશબોદાર પદાર્થો બાળી, આપણા

હૈડાંમાં બોલાવવાનાં છે. તેમ બોલાવ્યા આપણે તેઓથી ભલી પ્રેરણા લેવાની છે. આખું વર્ષ "ચાલ, ચાલ, અને ચાલ" કર્યા કીધી તો આ પવિત્ર દસ દીવસોએ "થોભ, થોભ, થોભ," (halt)ના કોઇક ઉદ્દગારો કાહાડવાના છે. કાંઇ નહી તો ચાલુ કામ અને કામ વચ્ચે, આખો દાહાડો નહીં તો એકાદ કલાક, એકાદ બે ઘડી શાંત વિચાર કરવાનો છે. ગુજર પામેલા વખતને અને ગુજર પામેલાં વાહલાંઓને અને બીજા ભલાં ગુજર પામેલાંઓની યાદને પોતાનાં હૈડાંમાં વાસો આપી બે ઘડી ગુજર પામેલા વખતનો અને ગુજર પામેલા પુરૂષોનો વિચાર કરવાનો છે. આ ગુજર પામેલા કાળે અને ગુજરેલાંઓએ હાલનો વતમાન કાળ બનાવ્યો છે; તે વતમાને આપણે માટે ભવિષ કાળ બનાવશે. ત્યારે આવા પ્રકારની કોશેશોમાં ભાઇ એરચ રૂસ્તમજી ગોળવાલાની આ નાની કોશેશ પોતાનો, કાંઇક ફુલ નહીં તો ફુલની પાંખડી જેવો ફાળો આપે છે તે આવકારદાયક છે. આ ભલા ભાઈ પોતાના હમદીનોમાં ભક્તિ-ભાવ વધારવાની અવાર નવાર જે કોશેશ કરતા રહયા છે તે આવકારદાયક છે. એવણુની આવી ભલી કોશેશો નાનાં

ચોપાનીઆં (tracts)નું રૂપ લેઇ, સર્વના હાથમાં, ગરીબોના હાથમાં પણુ, આપવાની સગવડતા કરી આપે છે. તેથી તે ઉત્તેજન ને લાયક છે. ખુદા કરે ને ઘણાક જરથોસ્તી નરનારીઓનાં હૈડાંમાં, ઉપલી જાપાનીઝ બાનુએ કહ્યું તેમ, ભલાં ગુજરેલાં અશો ફરોહરોની યાદ વાસો કરે અને તેઓને ભલી પ્રેરણા આપે!

કોલાબા, તા૦ ૧૧ મી
ઓગસ્ટ ૧૯૩૧.

સેવક,
જીવનજી જમશેદજી મોદી.



# કર્ત્તા તરફના બે બોલ.



એક સંગીત કીર્તનની નાની કેતાબને માટે પ્રસ્તાવનાં તે શી હોય? પરંતુ ચાલતા આવેલા રીવાજને અનુસરીને નીચે મુજબ બે બોલ લખવાની ફરજ પડે છે, જે અત્રે ખુશી સાથે અદા કરવાની રજા ચાહું છું.

અષો ફરોહરોનાં પવિત્ર દિવસોમાં દર સાલ કાંઈને કાંઈ ધાર્મિક કે તવારીખી કેતાબો બ્હાર પાડવાનું આજ થોડાંક વર્ષ થયાં મેં ચાલુ કીધું છે. જે મુજબ અત્યાર લગીમાં "ઝરથુશ્ત્રનાં ગાથા ગુજરાતી બચેતમાં," "માઝદયસ્ની મોતેબરી", "જરથોસ્તીઓની પૂરજ્યાત બંદગી ગુજરાતી બચેતમાં", "પારસી લગ્ન, તેની બુલંદી અને તેના આશીર્વાદ" "કદીમ ઈરાનની મોહોટાઇ", વગેરે પુસ્તકો માંહુરી તરફથી બ્હાર પડી ચુકયાં છે. હાલ તેમાં આ એક નાનકડી કેતાબ નામે "અષો

ફરોહરોની યાદ–એક સંગીત કીર્તન" નો તેમાં ઉમેરો કરતાં તે દાદગર દાવરની શુક્ર ગુજારી કરૂં છું. આ કેતાબ સામાન્ય વાંચક વર્ગ ઉપરાંત એક કીર્તનકારને ખાસ ઉપ્યોગી થઈ પડે એવી છે. તેમાં પદ્ય, ગદ્ય તથા સંગીત એ ત્રણે વસ્તુઓ આમેજ કરવામાં આવી છે. અષો ફરોહરોની સીફત, અષો ફરોહરોની આરાધના, તેથી થતા ફાયદા, વગેરે બાબદો ઉપર ટુંક સમજણો આપવામાં આવી છે, અને તે ઉપરાંત તે મહા પ્રતાપી પીતા અહુરમઝદની સીફત પણ ગાવામાં આવી છે. અષો ફરોહરોનાં યાને મુકતાદનાં પવિત્ર દિવસોમાં આપણાં મરણ પામેલાં વ્હાલાંઓની આપણે જે હેત, પ્રીત અને માનભરી યાદ કર્યે છીયે તે કરવામાં આ નાનકડી કેતાબ મદદરૂપ થઈ પડશે એમ વ્યાજબી આશા રાખી શકાય છે.

આ અષો ફરોહરોની કેતાબ મેં માંહરા મુરબ્બીજી વ્હાલા પીતાજી મરહુમ શેઠ રૂસ્તમજી નવરોજી ગોળવાલા કે જેઓએ મને પાળીપોષી, કેળવી, રળતો-કમાતો કરી હાલની સારી સ્થિતીએ પ્હોંચાડી કુટુંબનાં

એક ભલા વડીલ તરીકેની ફરજ સંપુણ રીતે અદા કરી આ દુન્યાંમાંનો ફેરો સફળ કરી ગઈ તા૦ ૧૭ મી માર્ચ ૧૯૩૧ ને દીને આ ફાની જેહાંન છોડી ગયા છે તેમની ભલી અને અષો યાદમાં બ્હાર પાડી છે. હજારો હજાર દરૂડ હોજો તે વ્હાલા મરહુમનાં રૂહ ઉપર!

આ તકે મને જે એક ખાસ આભાર માનવાનો છે તે આપણી કોમનાં માનવંતા, વિદ્વાન, લાયકીવાલા સ્કૉલર શમ્સ-ઉલ-ઑલમાં ડૉ. સર જીવણજી જમશેદજી મોદી, નાઇટ, સી. આઈ. ઈ., બી. એ., પીએચ. ડી., એલએલ. ડી., નો છે કે જેઓએ પોતાની વૃધ્ધાવસ્થા અને બોહોળી રોકાણો છતાં માંહરી અરજનો સ્વિકાર કરી આ નાની કેતાબનો દીબાચો લખ્યો છે. ખુદા કોમના આ ખરેખરા ઉપયોગી સાચ્ચા સપુતને તનદરોસ્તી અને દીર્ઘાયુષ બક્ષો!

આ તકે જાણીતાં "મોદી પ્રીન્ટીંગ પ્રેસ" વાલા ભલા અને લાયકીવાલા ભાઈ ફરામજી બેરામજી મોદીનો આ કેતાબ જલદીથી બ્હાર પાડવામાં મને તાકીદે

હરેક સગવડ કરી આપી ઘટતી રીતે સહાય થવા માટે ઉપકાર માનું છું.

છેવટે દોઆ ગુજારૂં છું કે બુલંદ અષો ફરોહરોનાં ભલા આશીષો આપણી નાનકડી કોમ ઉપર સદા ઉતરતા રહે, કોમનાં ધર્મ ઝેનમાં ચાલુ વધારો થતો રહે, અને હર પળે અને હર જગે કોમની બોલબાલા અને જય જયકાર થાય!

અથ જમ્યાત, યથ આફ્રિનામિ!!

લી૦ નમ્ર સેવક,

[signature]

"ગોળવાલા કલાસો"
મુંબઇ, તા૦ ૧૪-૮-૩૧.

# અર્પણ.

માંહરા વ્હાલા મરહુમ પીતાજી,

તમારાં દુ:ખદાયક મરણની છેલ્લી ઘડી સુધી જે હેતભરી કાળજી તમોએ માંહરે માટે દર્શાવી છે તેની એક નમ્ર યાદ તરીકે અશો ફરોહરોને લગતી આ નાની કેતાબ હું માંહરી તરફનાં સઘળાં માન અને વ્હાલથી તમોને અર્પણ કરૂં છું.

તમારો,

એ ર ચ.



મરહુમ શેઠ રૂસ્તમજી નવરોજી ગોળવાલા.

જન્મ ઈ. સ. ૧૮૫૭.] [મરણ ઇ. સ. ૧૯૩૧.

१५८११

# અષો ફરોહરોની યાદ—

## એક સંગીત કીર્તન.



### મહા પ્રતાપી પીતા અહુરમઝદની સીફત.

ગાયન—ખુદાની યાદ.

નમન તે પાક અહુરને, સાતે અમેશાસ્પંદને
નમન નેક યઝદાને, નમન તે હુક્તેકેશ્વરને—નમન.
યાદ કર્યે આજે, અષોના ફરોહરોને
આશીષ દે આ જગે, મીનોઇમાંથી અમને—નમન.

**દીન જે ખરી મઝદાની, રાખી છે અમોએ માની**
**આલથી બારીક, જ્ઞાની, ધન્ય છે પયગામબરને-નમન.**
**ફરોહર અમારા પ્યારા, દેજો આશીષ ન્યારા**
**હરજો કષ્ટ અમારાં, ફાની આ ગેતીને આંગણે-નમન.**

તમામ સૃષ્ટિનાં પેદા કરનાર મહા પ્રતાપી પીતા અહુરમઝદની માનભરી યાદ સાથે આજનો વિષ્ય શરૂ કરવામાં આવે છે. તમામ પેદાયશોને શક્તી, અને આકાશ, સુય, ચંદ્ર અને ગ્રહોને નુર બક્ષનાર, સર્વે હુન્નર ઉદ્યોગોનો ધણી તે પાક દાદાર અહુરમઝદ છે. સઘળું સુખ તેમજ દુઃખ તેનાથીજ છે, અને દરેક દુઃખની દવાઇ પણ તેજ છે. એ મહાન પેદા કરનાર તરફ આપણી નજર શક્તિ પ્હોંચી શકતી નથી. માટે હે માનવી! તેને જોવાને માટે ફોકટનો પ્રયાસ કરવામાં આપણી આંખ્ગોને ન ખેંચ્ગે! આપણી વિચાર શક્તી પણ ત્યાં પ્હોંચી શકવાની નથી. છતાં પણ જો કે તે દેખાતો નથી તોપણ હર જગે અને હર પળે હાજર છે. જો કે તેની હસ્તી હરજગ છે તોપણ હરજગમાં

તેની હસ્તી આપણાથી કળાતી નથી. તો તેને દેખવાના ખોટા ખ્યાલમાં અવત્યાં મારવાનાં કરતાં તેની ભકિતમાંજ લીન થઇ તેની આરાધનાં કરવામાંજ સાર છે. તેની સઘળી પેદાયશોથીજ તેની હસ્તી પૂરવાર થાય છે. તો પછી એવી એક મ્હાન શકતીની ભક્તિ કરવાથી બાઝ રહેવામાં શો લાભ છે? આપણી અક્કલ અને વાચા શકતી કે જે દાદાર અહુરમઝદ તરફથી આપણને મળેલી બક્ષેસોમાં સર્વેથી કિંમતી છે તે વડેજ તેને પીછાંણી, સદા તેની બંદગીમાં ઘુંટાવાથીજ આપણને સુખ છે, સંતોષ છે, સઘળું છે!!

રે પાક અહુરમઝદ પીતા તણી
કે થાજો ખુશનુંદી હરદમ ઘણી

વૃદ્ધિના કરનારનું નામ હુ ધરૂં
મુબારક તે નામે શરૂં હું કરૂં.

વધો જશ ઘણો તે દાદાર તણો
ખોરેહનો વધારોબી થાવો ઘણો.

અહુનવદ, ઉશ્તવદ ને સ્પૅનતોમદ
વૅાહુક્ષથ્ર, વ્હેશ્તોઇશ્ત, ગાથાની હદ
વળી એ ભલાં તમ ફરોહર અષો
તમો આય બંદગી તરપ્ પ્હોંચશો !
પશેમાન થાવું પતેત હું કરી
ગુનાહોની તોજેશ કરૂં છું વરી
કીધા હોય જેબી મેં વિચાર બુરા
બોલ્યો હોવું સખુનો બદ કે શુરા
બુરાં હોય કામો આ જગે તમામ
ગુન્હાભર્યાં કામોમાં ભીડી હોય હામ
મુંજ તનને લગતા ગુનાહો જે હોય
હોય મુંજનાં રવાનને લગતાબી કોય
અગર હોય ગેતીને લગતાબી જે
મીનોઇને લાગતા વળગતા બી તે

તો દરેક એ ગુનાહોથી રે ઓ અહુર!
પશ્ચાતાપ કરીને રહુ છું હું દુર.
હુમત, હુખ્ત, હુવરશ્ત થી હું
પતેત ખાસ કરીને પશેમાન છું.

## અષો ફરોહરોનાં પવિત્ર દિવસો.

આપણા પવિત્ર મુકતાદનાં દિવસો માટે આ વિષ્ય ખાસ અગત્યનો છે એટલુંજ નહિં પણ એ પવિત્ર દિવસોનેજ તે બંધબેસ્તો છે, કારણ કે અષો ફરોહરોની યાદ આપણે મોટે ભાગે અને મુખ્યત્વે આ પવિત્ર દિવસો કે જે ફવરદેગાનના દિવસો તરીકે ઓળખાય છે તેમાં કર્યે છીયે. અસલના ઇરાની પાદશાહોનાં જમાનામાં પણ એ ફવરદેગાનના દિવસો ઘણી પાકીઝગીથી અને પૂર ગંભીરાઇથી પાળવામાં આવતા હતા. હાલમાં પણ આપણે જરથોસ્તીઓ એ દિવસોને ખાસ ઉત્તસાહથી વધાવી લઇ, મુકતાદની તેમજ એ દિવસોને લગતી અનેક ધાર્મિક ક્રિયાઓમાં અને ભણનાં ગણનાંમાં મશગુલ

રહએ છીએ. આપણાં મરણ પામેલાં વ્હાલાંઓને મલવાના એ દિવસો હોય તેમ એ દિવસોને ઘણાં માન સાથ આવકાર આપી ઘણાં મોતેબર ગણએ છીએ કારણ કે ફ્રવષિઓ ખાસ કરીને પોતાના કુટુંબોને તથા પોતાનાં મકાનોને રક્ષણ આપે છે. વળી તેમણે કોણ વખાણે છે તેમજ તેમણા માટે કોણ ખાહેશ રાખે છે તે જાણવાને માટે તેઓ અત્રે આવે છે એમ આપણા ધર્મનાં ભણતરોમાંથી આપણે જાણએ છીએ.

## ફ્રવષિ કે ફરોહરો એ કોણ છે? તેઓ શું કરે છે?

યઝસ્નેમાં ફરોહરો કે ફ્રવષિઓ માટે કહેવામાં આવ્યું છે કે "અષો લોકોની પવિત્ર, બળવંત, ભલી ફ્રવષિઓ દુન્યાંને ફાયદો કરે છે અને અષો લોકોની મદદે ધસે છે." વળી વધુમાં જણાવવામાં આવ્યું છે કે "એ ફ્રવષિઓ આકાશ તથા પૃથ્વીને ટકવે છે અને એક ગર્ભવંતી માતાનું તમામ ખરાબીઓમાંથી રક્ષણ કરે છે. તેઓ પૃથ્વી ઉપર નદીઓનાં પાણી વગેરે લઈ જાય છે." તેઓનો દરજ્જો સર્વેથી મહાન ગણવામાં આવ્યો છે—તે એટલે સુધી કે તેઓને ખુદ પયદા

કરનાર અહુરમઝદ અને ચઢતી પંકતીનાં મીનોની પણ છાંયા સમાન ગણુવામાં આવે છે. ફ્રવર્દીન યસ્તનાં પ્હેલાજ ફકરામાં દાદાર અહુરમઝદ ફ્રવષિઓની કીર્તિ ગાય છે કે જેથી તેઓ તેને સહાયતા આપે અને મદદ થાય. તેમણા વિના પવિત્ર પેદાયશ હોઇ શકતી નથી અને દેવો દરૂજે બળવાન થઇ શકે છે. એઓથીજ પૃથ્વી ઉપર સર્વે જીવી શકે છે તેમજ ઉગી શકે છે. માણુસો વિચાર શકતી તથા પોષણ મેળવી શકે છે. તેઓ પાદશાહ પ્હેલવાનોને ફત્તેહ અને તમામ ઇનસાન માત્રને ન્યામત બક્ષે છે. તેઓ અક્કલમંદ, બળવંત અને નુરમંદ છે. સઘળા સંતાપો તથા દુઃખ દર્દોને દફે કરીને આરામ અને શાંતી પેશ કરે છે. દુશ્મનોને હંફાવે છે. હરેક બુરી શક્તિ સામે દીનદારોનું રક્ષણુ કરવા ગોયા એક બખ્તર સમાન છે. મ્હાન પ્હેલવાન કેરશાસ્પ કયાંમતના વખતે ઉપયોગી થઇ પડે તે હેતુથી નવાણું હજાર નવસો નવાણું ફ્રવષિઓ તેન કાલબુદનું રક્ષણુ કરે છે એજ મિસાલે ભવિષ્યનો પેગમ્બર જન્મ લે તે માટે નવાણું હજાર નવસો નવાણું ફ્રવષિઓ ઝરથુસ્ત્ર સ્પિતમાનના તોખમોની સંભાળ કરે છે.

ફ્રવષિઓનું આ મુજબ કીર્તન ગાવામાં કેટલીક ઉલટાસુલટી વિગતોનો પણ સમાવેશ થયલો છે. જેમકે આપણે ઉપર કહિ ગયા તેમ ફ્રવર્દીન યસ્તના શરૂઆતનાં ભાગમાં જણાવવામાં આવ્યું છે કે ફ્રવષિઓની મ્હેરબાનીથીજ અહુરમઝદ આકાશ તથા પૃથ્વિને ટેકાવી શકે છે અને અહુરમઝદની પોતાની પણ ફ્રવષિ છે, જ્યારે આગળ ચાલતાં એજ યસ્તમાં જણાવવામાં આવ્યુ છે કે ફ્રવષિઓને દાદાર અહુરમઝદે પેદા કરી છે.

મુક્તાદના છે પવિત્ર દિવસ
તેમાં યાદ કર્યે ફરોહરની બસ

અષોના ફરોહર જે છે નુરેમંદ
કૌવતમંદ, ફ-તેહમંદ, અતિશય બુલંદ

આ સૃષ્ટિને ફાયદાના કરનારાં છે
અષો લોકોની વ્હારે જનારાં છે

અષોની પાસબાની કરે છે સદા
ભલાં માટે કરે છે ફરજ અદા

બચાવે છે વ્હાલથી રે સદા કાળ
માતાની ગોદમાંના નાના તે બાળ

બાળકો જન્મે છે સહેલાઇથી
ભલાં તે ફરોહરની ભલાઈથી.

સુર્ય, ચંદ્ર, ગ્રહોને આપે છે રાહ
તારા ને સેતારા પર તેમની પનાહ

ફરોહરની મેહેરથી ફુંકે છે પવન
ફરોહરો દે છે વધન કે સગન.

જીવાડે છે સૌને આ પૃથ્વિ ઉપર
ખરેજ છે ફરોહરો ભારે જબર.

કામ્યાબી પામે છે શાહો ઘણા
ને દેવો ને દરૂજો થાયે છે ફના.

બક્ષે છે ન્યામતો ઇનસાનને
રક્ષે છે વ્હાલથી હરદો જેહાનને

કીર્તિ જેમણી ગાયે ખુદ હોરમઝદ બાપ
અષોનાં ફરોહરો અષો અમાપ!

## અષો ફરોહરોની આરાધના—એવી આરાધના કરનારને તેઓ શું ફાયદો કરે છે?

જે ઇનસાન પોતાનાં ખરાં દીલથી અને પાક મનથી ફરોહરોને આમંત્રણ કરે છે તે ઇનસાન પોતાની દરેક ભલી મુરાદ પાર પાડી શકે છે. ફરોહરોની નેક દોઆથી ઇનિસાન પોતાનાં દરેક નેક કાર્યમાં કામ્યાબી પ્રાપ્ત કરી શકે છે. જો કોઇ તેનાં ઘરમાં દુઃખ દર્દથી પીડાતું હોય છે તો તે જલદીથી તંદરોસ્તી પામે છે. સંતાપ અને બીમારી તે ઇનસાનનાં ઘરમાંથી નાહસવા માંડે છે. વળી રાહે રાસ્તી ઉપર ચાલનારાં સર્વે ઇનસાનો સદાકાળ કીર્તિવંત બની શકે છે. દિનપ્રતીદીન તેઓની કીર્તિ વધુ અને વધુ પ્રકાશિત થાય છે. અષો ફરોહરો એટલાં બધાં તો મોતેબર છે કે આપણી ગમે એટલી કસેલી વિચારશક્તિ પણ તેઓ તરફ પ્હોંચી શકતી નથી. બીલકુલ નહિં વિચારી શકાય એવાં તેઓ છે. વળી દાદાર અહુરમઝદ ઉપરાંત અમેષાસ્પંદો અને યઝદોનાં પણ ફરોહરો છે. તેઓ દરેકનાં કાર્યો વિવિધ પ્રકારનાં છે. પોતાને યાદ કરનાર કોઇ પણ અષો વ્યક્તિને તેઓ પાંખ ધરાવનારાં પંખીનાં રૂપમાં ભારે

સહાયતા આપી રહે છે. નેક માણુસોનાં ફ્રરોહરોની યાદ અને ખુશાલી આપણામાં ઉત્પન્ન કરવા માટે તેમનેજ પગલે ચાલીને તેમનાં જેવાંજ નેક કાર્યો કરવાનો પ્રયત્ન કરવાની વિશેષ જરૂર છે.

ઉપર જણાવ્યું છે તેમ જો આપણે તન અને મન એ બંનેની પાકીઝગીથી ફ્રરોહરોની યાદ હૈડે ધર્યે અને તે યાદ હૈડે ધરવામાં આપણો હેતુ નેક હોય તો ફ્રરોહરો જરૂરજ આપણી મદદે આવી આપણી નેમ પાર પાડી આપે છે, કારણ કે ફ્રવર્દીન યશ્તનાં ચાલીસમાં ફ્કરામાં જણાવવામાં આવ્યું છે કે "પવિત્ર ઇનસાનોની ફ્રવષિઓને અમો વખાણીએ છીએ, કે જેઓ ચાલાક, ઝડપી, ફ્તેહ બક્ષનાર, લડાઈ માર-નાર, સખતાઇ મારનારી, દુશ્મનને હંફાવનારી, અહયાંથી ત્યાં ફરનારી, અરજો સાંભળનારી, ધ્યાંન દેનારી, મિનોઇ આત્મા-વાલી, અને અષો છે, અને જેબી કોઇ તેમની આરાધનાં કરે છે તેમણે ફ્તેહ બક્ષે છે; જેબી કોઇ તેમને માન આપે છે તેમના પર મ્હેરબાન થાય છે, અને છેવટે તેની બંદગી કરનારને તમામ દુઃખ દર્દમાંથી આરામ આપે છે."

ફરોહરને આરાધે જે તનથી
કરે યાદ તેમણી ખરાં મનથી
તેડ છે તેમણે જે એ મિસાલ
રહી તે શકે છે સદા ખુશહાલ
મુરાદોબી તેની પડે છે પાર
યારી દેછે તેને પરવરદેગાર
અષોનાં ફરોહરની દોઆથી ખાસ
હે માનવી, તું મેળવશે ત્હારી રે આશ!
કામ્યાબ કીર્તિબી મળશે તને
ગમ કે અલમ નહિં જોશે મને
કષ્ટ તુંજનાં ટળીને થાશે આબાદ
ઓ માનવી, ધરી લે ફરોહરની યાદ!
આશીષ તેમના ખરે ન્યારા છે
સુખ અને આરામનાં દેનારા છે.

નથી પ્હોંચતી ત્યાં વિચાર શકિત
હુમદીનો કરો તેઓનીજ ભકિત.

કાર્યોમાં છે તેમના વિવિધ પ્રકાર
દોઆ તમને દેશે હઝારો હઝાર.

અષોની ફ્રવષિનાં કર્યે વખાણ
ખુબીઓની તેનાં રે ગાઇએ ગાન

અષોનાં ભલાં, શુરાં, વૃદ્ધિ કરનાર
ફ્રોહર, તે કુલને વખાણ્યે અપાર.

કર્યે માન સાથે અમો જેની યાદ
અષોના ફ્રોહર રહો તમે શાદ !

વર્ષાવજો આ જેહાંન દરમ્યાન
આશીષ તમારા બુલંદ ને મ્હાન !

## ગાયન—માથવાણીની મ્હાનત્તા.

કીરત ગાઇએ આજે ભારી
અહુર પીતાની ન્યારી રે
હુમત, હુખ્ત, હુવર્શત કલામે
જરથુશ્ત્રને મુબારક નામે
અર્પયે જીંદગી આ સારી રે—કીરત.

ભલી દીનના ભલાં ભણતર
અષોઇનાં છે જેમાં ગવહર
રાત દીન રહયે ઉચ્ચારી રે—કીરત.

બંદગીનાં બળને લઈ પીછાંણી
માથવાણીની ખુબીમાં માની
જીવનની નાવ હંકારી રે—કીરત.

# અષો ફરોહરોને છેવટ દોઆ.

અય અષોનાં ફરોહરો! તમો સદા શાદમાન રહો! અમારી નેક મનસ્ની, નેક ગવસ્ની અને નેક કુનસ્નીથી કરેલી યાદ તમોને પ્હોંચો! બુલંદ માઝદયસ્ની જરથોસ્તી દીનનો ઝળકાત હફ્તેકેશ્વરમાં સ્થાપીત રહો! તમામ ઇનસાનોને સુખ, શાંતી, અને ફત્તેહ હાંસેલ થાવો! તેઓનાં સર્વે કાર્યો સરંજામ પાર ઉતરો! તમામ અમેષાસ્પંદો અને યઝદોનાં ફરોહરો અમારી નેગેહબાની કરો! વક્ષરે વક્ષુરાન અષો ઝરથુસ્ત્ર સાહેબનાં અતિ નેક ફરોહરનાં આશીષ નાનકડી પારસી કોમ ઉપર ઉતરો! અય અષોનાં ફરોહરો, મિનોઇ જેહાંનમાંથી તમારી રહેમીલી નઝર કાયમને માટે અમો તરફ રાખો! સદા કાળ અમોને તમારા છાયામાં રાખી અમારૂં રક્ષણ કરો! હાલમાં અત્રે વ્યાપી રહેલો કઢંગો મામલો તમારી અદભૂત શક્તિને જોરે જલદીથી નાબુદ કરો! આ પૃથ્વી ઉપર સુલેહ અને શાંતી પંથરાવો! બેકારી અને બેરોજગારીએ કોમમાં જે ઘર કર્યું છે તેનો જલદીથી નાશ કરો! તેનો કાટીલ ડંખ કોમને વધુવાર સહણુ કરવા ન દો! કોમમાંથી કજીયા

કંકાશનાં મૂળને તેની જડમાંથી ઉખેડી નાંખો! કોમનાં ધાર્મિક યકીન અને આસ્થામાં દિનપ્રતીદિન ઉમેરો કરો! તમામ જરથોસ્તી ફીરકા ઉપર તમારા બુલંદ આશીષોની બક્ષેસ કરો, કે જેથી કુલ બસ્તેકુસ્તીયાનો આ જેહાંનમાં હરેક વાતે સુખી અને આબાદ થાય અને જે કામ્યાબ કીર્તિ તેમણા ન્યાગાનોએ ગ્રહણ કરી છે તેમાં યાહોમ વધારો અને વધારોજ થતો રહે અને તેમ થઈ કોમની હર જગે અને હર પળે બોલબાલા અને જયજયકાર પોકારાય!

અથ જમ્યાત યથ આફ્રિનામિ!!

બુલંદ તાલેનાં તે ફરોહરો
–ની યાદ એ હુમદીનો તમો ધરો!
અષોનાં તે આશીષો તમને મળો
રાહે રાસ્તી પર સદાકાલ ઢળો!
મનશ્ની, ગવશ્ની, કુનશ્ની ભલી
–થી, જાવો કોમ પારસીનાં દુઃખો ટળી

રૂડી માઝદયસ્ની જરથોશ્તી દીન
મનાઈ છે જગે સર્વોત્તમ યકીન

જેની મરજી માફક છે બહુ સરસ
તલબ તેની કરો રે હમદીનો બસ !

કીર્તિનાં તેની ગાયનોથી સહુ
સદા યાદ કર્યે અહુરમઝદને બહુ !

અવસ્તા કલામો ખરે ન્યારા છે
આફત વેળા પાસબાની કરનારા છે.

જે કલામની છે આ જગતમાં જરૂર
લેવા સુખ રાસ્તીની મારફતે પૂર

નેકીથી થાશો રવાન બહુ શાદ
થાશો જેથી હાંસેલ માંગી મુરાદ

આરાધના અહુરમઝદની શરૂ કરો
સુખન તેની કીર્તિના મુખે ધરો

મદદ તમને થાશે ફરોહરો
હમદીનો પ્યારાં નારી ને નરો !

અષો ને ભલી આ ફ્રવષિઓ કુલ
ગુનાહોનાં ઉખેડી નાખો રે મૂળ

કોમે આબાદી ને સુખો ફેલાય
હર જગે સુલેહ ને શાંતિબી થાય.

શુરા ને વીરા ફરોહર તમામ
ફળીભૂત કરજો કોમનાં રે કામ.

મીનોઇથી વર્ષાવજો અહિં મેહેર
જેથી થાય જગમાં બસ લીલાં લેહેર.

કોમ પારસીનાં નવીન 'સાલે
દોઆઓ ગુજારીયે નક હાલે

મીજલસે મળ્યાં છે હુમદીનો આજ
યાદે ફરોહર કરવાને કાજ

ફરોહર તે કરશે તમને બહુ શાદ
મીનોઇથી લઇને આ ગેતીની દાદ.

સુખ તમને દેશે મીનોઇથી જરૂર
ઓ હુમદીનો વ્હાલા તે દાદાર અહુર!

થાય કોમની કીર્તિ વધુ આશકાર
થાય બોલબાલા ને જય જયકાર!

નવાં સાલે "એરચ" ની દોઆ છે આય
જે દાદારની દરગાહે ફળીભૂત થાય !!

## ગાયન—બંદગીનું બળ.

ભજ હરીને હરદમ, મનવા—ભજ
કર તન, મન, ધન, અપણુ મનવા—ભજ

હરીની ભક્તિ, દેશે શક્તિ,
જોશો ના ગમ કે અલમ, મનવા—ભજ

ભક્તિ તારશે, પાર ઉતારશે
રહેશે રૂખ રવશાન, મનવા—ભજ

બીનાઈમાંથી, ફેરોહર અપો
આશીષ દે દમબદમ, મનવા—ભજ



